

# बालबोध जैन धर्म

## भाग त्रीजो.

સંપાદક—

સ્વ૦ બાબુ દયાચંદજી ગોયલીય જૈન બી. એ.

અનુવાદક અને પ્રકાશક—

મૂલચંદ કસનદાસ કાપડિયા,–સુરત.

"જૈન વિજય" પ્રિ. પ્રેસ, ખપાટીઆ ચકલા–સુરતમાં
મૂલચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.

બીજી આવૃત્તિ ]  વીર સં. ૨૪૫  [ પ્રત ૧૦.૦૦

કિં. રૂ. [illegible] ૨–૦.

# દ્રવ્યવૃક્ષ.



- દ્રવ્ય.
  - જીવ
    - ત્રસ
      - બેઇન્દ્રિય, તીઇન્દ્રિય, ચારઇન્દ્રિય, પંચેન્દ્રિય,
        - પંચેન્દ્રિય
          - સંજ્ઞી
            - દેવ, મનુષ્ય, નારકી, તિર્યંચ
              - દેવ: ભવનવાસી, કલ્પવાસી, જ્યોતિષ્ક, વ્યન્તર.
              - મનુષ્ય: આર્ય, મ્લેચ્છ
              - તિર્યંચ: જલચર, થલચર, નભચર.
          - અસંજ્ઞી
            - તિર્યંચ
              - *જલચર, થલચર, નભચર.
    - સ્થાવર
      - પૃથિવીકાયિક, અપકાયિક, તેજકાયિક, વાયુકાયિક, વનસ્પતિકાયિક.
  - અજીવ
    - પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ, કાલ
      - આકાશ: લોકાકાશ, અલોકાકાકાશ,

---

* તિર્યંચ સંજ્ઞી અને અસંજ્ઞી એમ બે પ્રકારના હોય છે અને બન્નેના જલચર વગેરે ભેદ હોય છે.

॥ श्रीवीतरागाय नमः ॥

# बालबोध जैन धर्म

## भाग त्रीजो.



कर्ता—

बाबू दयाचंद्र गोयलीय अने पं. लालाराम जैन.



अनुवादक अने प्रकाशक—

मूळचंद कसनदास कापडिया—सूरत.



आवृत्ति बीजी ] वीर सं. २४५३ [ प्र. १०००

किं. रु. ०-२-०

# પ્રસ્તાવના.

બાળકોને જૈનધર્મનું જ્ઞાન સુગમતાથી કરાવી શકાય, તે માટે નવીન શિક્ષાપદ્ધતિ મુજબ **બાબૂ દયાચંદ્ર ગોયલીયે 'બાલબોધ જૈન ધર્મ'** નામે પુસ્તકમાળાનાં ૪ ભાગ હિંદી ભાષામાં પ્રકટ કર્યા છે, તેના પહેલા બીજા ભાગનો ગુજરાતી અનુવાદ અમો પ્રકટ કરી ગયા છીએ અને આ **ત્રીજો ભાગ** પણ અનુવાદ કરીને દશ વર્ષ ઉપર હમે પ્રકટ કર્યો હતો તે ખપી જવાથી તેની આ બીજી આવૃત્તિ પ્રકટ કરવામાં આવે છે, જે બાળકો તથા માબાપોને પણ વાંચવાલાયક અને સમજવાલાયક છે.

આ ભાગમાં **આલોચનાપાઠ**, જિનેન્દ્ર **ગર્ભકલ્યાણક** જિનેન્દ્ર **જન્મકલ્યાણક, અજીવના ભેદ,** રૂપ-રસ-ગંધ-સ્પર્શનું સ્વરૂપ, આઠ કર્મ, દેવ-ગુરૂ-શાસ્ત્રનું સ્વરૂપ તથા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનું સ્વરૂપ એ પ્રમાણે આઠ પાઠો છે, જે સંબંધી **શિક્ષકોને સુચના** કરીએ છીએ કે પહેલા ત્રણ પાઠ તો માત્ર **મુખપાઠજ** શીખવવા અને બાકીના પાંચ પાઠોને **ઉદાહરણથી તથા પ્રશ્નોત્તર** રૂપથી બરાબર સમજ પાડીને શીખવવા. બીજા તથા ત્રીજા પાઠનો અર્થ મોંઢે કરાવવાની જરૂર નથી, પણ એ મુખપાઠોને બાળકો મોઢેથી શુદ્ધ અને ઢાળબંધ બોલી શકે, તે પ્રમાણે કાળજીપૂર્વક શીખવવા અને એનો **ભાવાર્થ** સમજાવવો. શબ્દોના અર્થો શિક્ષકો અને મોટી ઉમરના વિદ્યાર્થીઓ માટેજ આપેલા છે. કર્મોના સ્વરૂપો જુદા જુદા ઉદાહરણોથી; રૂપ, રસ, ગંધ અને સ્પર્શને પ્રત્યક્ષ અનુભવથી તેમજ દેવ, શાસ્ત્ર, ગુરૂને પ્રતિબિંબ વગેરેથી સમજાવવા જોઈએ.

વળી વિદ્યાર્થીઓને દ્રવ્યના ભેદ પ્રભેદો સહેલાઇથી સમજાવવા અને મોંઢે કરાવવા માટે છેવટમાં વંશાવળી રૂપે દ્રવ્યવૃક્ષ આપેલું છે, જેને એક પાટિયા ઉપર લખીને બધા વિદ્યાર્થીઓને એક સાથે જીવ અને અજીવના ભેદો સરળ રીતે સમજાવવા, કે જેથી દ્રવ્યનું સ્વરૂપ બાળકોના સમજવામાં બરાબર રીતે આવે.

| | |
|---|---|
| વીર સં. ૨૪૫૩ | જૈનજાતિસેવક— |
| મહા સુદ ૧ | **મૂળચંદ કસનદાસ કાપડિયા** |
| વિક્ર. સં. ૧૯૮૩ | સૂરત. |

॥ ॐ नमः सिद्धेभ्यः ॥

# बालबोध जैनधर्म भाग बीजो.



## पाठ पहेलो.



### आलोचनापाठ ।

दोहा ।

वंदों पांचो [1]परमगुरु, चोवीसों [2]जिनराज ।
करूं शुद्ध [3]आलोचना, शुद्ध करनके काज ॥१॥

चाल छन्द ।

सुनिये जिन अरज हमारी, हम दोष किये अति भारी ।
तिनकी अब निर्वृतिकाज[4], तुम शरन लही जिनराज ॥२॥
इक [5]वे [6]ते चउ इन्द्री वा, मन रहित सहित जे जीवा ।
तिनकी नहिं [7]करुणा धारी, निरदइ है [8]घात विचारी ॥३॥
[10]समरंभ [11]समारंभ [12]आरंभ, मन वच तन कीने प्रारंभ ।

---

१. पंच परमेष्ठि—अरिहंत, सिद्ध, आचार्य, उपाध्याय अने साधु. २. तीर्थंकर, ३. माफ करावा माटे पोताना दोषोने ईश्वर पासे प्रगट करवा, ४. निवृत्ति-छुटकारो मेळववाने माटे, ५. बे, ६. त्रण, ७. दया, ८. घातने, ९. हिंसा, १०. कोइ काम करवानो इरादो करवो, ११. कोई काम करवाने लेइती चीजो भेळी करवी, १२. कोइ काम शरू करवुं.

[१]कृत [२]कारित [३]मोदन करिके, [४]क्रोधादि चतुष्टय धरिके ॥४॥
[५]शतआठ जु इन भेदनतैं, [६]अघ कीने [७]परछेदनतैं ।
तिनकी कहूं [८]कोलौं कहानी, तुम जानत केवलज्ञानी ॥५॥
विपरीत एकांत विनयके, संशय अज्ञान [९]कुनयके ।
वस होय घोर अघ कीने, [१०]वचतैं नाहिं जात कहीने ॥६॥
कुगुरुनकी सेवा कीनी, केवल [११]अदया कर [१२]भीनी ।
याविधि मिथ्यात बढ़ायो, चहुँ गतिमें दोष उपायो ॥७॥
हिंसा [१३]पुनि झूठ जु चोरी, [१४]परवनितासों [१५]दृगजोरी ।
आरंभ परिग्रह भीने, [१६]पन पाप जु [१७]याविधि कीने ॥८॥
[१८]सपरस रसना घ्राननको, [१९]दृग कान विषय सेवनको ।
बहु कर्म किये मन माने, कछु [२०]न्याय [२१]अन्याय न जाने॥९॥
फल पंच [२२]उदंबर खाये, [२३]मधु मांस [२४]मद्य चित चाये ।
नहिं [२५]अष्ट [२६]मूलगुण धारे, सेये [२७]कुविसन दुखकारे ॥१०॥

---

૧. પોતે કરવું, ૨. બીજા પાસે કરાવવું, ૩. બીજાને કરતો દેખીને ખુશ થવું, ૪. ક્રોધ, માન, માયા, લોભ, ૫. એકસો આઠ, ૬. પાપ. ૭ બીજાને દુઃખ દેવાથી, ૮. ક્યાં સુધી, ૯. વિપરીત, એકાન્ત, વિનય, સંશય અને અજ્ઞાન એમ મિથ્યાત્વના પાંચ પ્રકાર છે, જેનું સ્વરૂપ હવે પછીના ભાગમાં આપવામાં આવશે, ૧૦. વચનથી, ૧૧. નિર્દય થવું, ૧૨. ભરેલી, ૧૩. ફરીથી, ૧૪. પરસ્ત્રી સાથે, ૧૫. આંખ મલકાવવી, ૧૬. પાંચ, ૧૭. આ રીતે, ૧૮, સ્પર્શ, ૧૯. આંખ, ૨૦. યોગ્ય, ૨૧. અયોગ્ય, ૨૨. પીપલફલ, વડફલ, કઠુંમર, અંજીર, અને પાકરફલ, ૨૩. મધ, ૨૪. દારૂ, ૨૫. આઠ, ૨૬. જેના વિના શ્રાવક થઈ શકાતું નથી તે ગુણો, ૨૭. કુવ્યસનો (દુર્ગુણો) જુગાર રમવો. માંસ ખાવું, દારૂ પીવો, વેશ્યાસેવન, શિકાર કરવો, ચોરી કરવી અને પરસ્ત્રી સેવન.

[1]दुइवीस [2]अभख जिन गाये, सो भी [3]निशदिन [4]भुंजाये।
कछु भेदाभेद न पायो, ज्यों त्यों कर [5]उदर भरायो॥११॥
[6]अनंतानुबंधी सो जाने, प्रत्याख्यान अप्रत्याख्याने।
संज्वलन चौकड़ी गुनिये, सब भेद जु [7]षोडश मुनिये॥१२॥
[8]परिहास [9]अरति [10]रति [11]शोग, भय [12]ग्लानि [13]तिवेद सँजोग
[14]पनवीस जु भेद भये [15]इम, इनके वश पाप किये हम॥१३॥
निद्रावश शयन कराया, सुपननमधि दोष लगाया।
फिर जागि [16]विषयवन [17]धायो, नानाविध विषफल खायो॥
आहार [18]निहार [19]विहारा, इनमें नहिं जतन विचारा।
विनदेखे धरा उठाया, विनशोधा भोजन खाया॥१५॥
तब ही परमाद सतायो, बहुविधि विकलप उपजायो।
कछु सुधि बुधि नाहिं रही है, [20]मिथ्यामति छाय गई है॥१६॥
[21]मर्यादा तुम [22]ढिंग लीनी, ताहूमें दोष जु कीनी।
[23]भिन भिन अब कैसे कहिये, तुम ज्ञानविषैं सब पइये॥१७॥
हा हा मैं [24]दुठ अपराधी, त्रस जीवनको जु [25]विराधी।

१. બાવીસ, ૨. અભક્ષ્ય—ન ખાવા યોગ્ય, ૩. રાત્રિ. ૪. ખાવામાં આવ્યા, ૫. પેટ. ૬. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ; પ્રત્યાખ્યાન સંબંધી ક્રોધ, માન, માયા, લોભ; અપ્રત્યાખ્યાન સંબંધી ક્રોધ, માન, માયા, લોભ, અને સંજ્વલન સંબંધી ક્રોધ, માન, માયા, લોભ, એમ સોળ પ્રકારના કષાય છે, ૭. સોળ. ૮. હસવું, ૯. દ્વેષ, ૧૦. પ્રીતિ ૧૧. શોક, ૧૨. ખેદ કરવો. ૧૩. સ્ત્રીવેદ પુરૂષવેદ, નંપુંસક વેદ એમ ત્રણ જાતના વેદ, ૧૪. પચ્ચીસ, ૧૫. એ રીતે. ૧૬. વિષયરૂપી વનમાં, ૧૭. દોડયો, ૧૮. મળ મૂત્રનો ત્યાગ કરવો, ૧૯. અહિં તહિં ફરવું, ૨૦. ખોટી બુદ્ધિ ૨૧. વ્રત નિયમ, ૨૨. તમારી સામે, ૨૩. જૂદી, ૨૪. દુષ્ટ, ૨૫. હિંસા કરવાવાળો.

थावरकी जतन न कीनी, [1]उरमें करुना नहिं लीनी ॥१८॥
पृथिवी बहु खोद कराई, महलादिक [2]जागां चिनाई ।
[3]बिनगाल्यो पुनि जल [4]ढोल्यो, पंखातैं पवन [5]विलोल्यो ॥१९॥
हा हा! मैं [6]अदयाचारी, बहु हरित जु काय [7]विदारी ।
या [8]मधि जीवनके [9]खंदा, हम खाये धरि आनंदा ॥२०॥
हा हा! परमादवसाई, बिन देखे अगनि जलाई ।
ता मध्य जीव जे आये, ते हू [10]परलोक सिधाये ॥२१॥
[11]बींधो [12]अन रात पिसायो, ईंधन बिनशोध जलायो ।
झाडू ले जगह बुहारी, [13]चिंटि आदिक जीव विदारी ॥२२॥
जल छानि [14]जिवानी कीनी, सो हू पुनि डारि जु दीनी ।
नहिं जलथानक पहुंचाई, [15]किरिया बिन पाप उपाई ॥२३॥
जल मल [16]मोरिन गिरवायो, [17]कृमिकुल बहु घात करायो ।
नदियन बिच [18]चीर धुवाये, कोसनके जीव मराये ॥२४॥
[19]अन्नादिक शोध कराई, ता मध्य जीव [20]निसराई ।

---

१. મનમાં, ૨. જગ્યા, ૩. ગાળ્યા વગરનું, ૪, નાંખ્યું. ૫. હલાવ્યો, ૬. દયાવગરનો, ૭. નાશ કરી, ૮. એમાં, ૯. સ્કંધ, સમૂહ ૧૦. મરી ગયા, ૧૧. સળેલું, ૧૨. અનાજ, ૧૩. કીડી, ૧૪. પાણી ગાળવા પછી ગળણામાં જે જીવ રહે છે તે એકઠા કરવા માટે તે ગળણાને ઉંધું કરી બીજા વાસણ ઉપર મુકી તે ગળણામાં ગાળેલું પાણી નાંખવાથી પેલા વાસણમાં જે જીવોવાળું પાણી એકઠું થાય છે તેને જીવાની કહે છે. પાણી બેવડા ગળણામાં ધીમી ધારથી ગાળવું જોઇએ અને જ્યાંથી પાણી લાવ્યા હોય ત્યાં જઇને જીવાનીને ધોઇ નાંખવા જોઇએ, ૧૫. ક્રિયા, યત્ન ૧૬. મોરીઓમાં, ૧૭. ચેળ, કીડી વગેરે જીવોનો સમુહ, ૧૮. લુગડાં, ૧૯. અનાજ વગેરે વણાવ્યાં, ૨૦. વણાવી કાઢયા.

तिनको नहिं जतन करायो, गलियारे धूप डरायो ॥२५॥
पुनि [1]द्रव्य कमावन काजै, बहु आरंभ [2]हिंसा साजै ॥
कीये [3]तिसनावश भारी, करुना नहिं [4]रंच बिचारी ॥२६॥
इत्यादिक पाप [5]अनन्त, हम कीने श्रीभगवन्त ।
[6]संतत [7]चिरकाल उपाई, वानीतैं कहिय न जाई ॥२७॥

ताको जु उदै जब आयो, [8]नानाविध मोहि [9]सतायो ।
फल [10]भुंजत जिय दुख पावै, वचतैं कैसे करि गावै ॥२८॥
तुम जानत [11]केवलज्ञानी, दुख दूर करो [12]शिवथानी ।
हम तो तुम शरन लही है, जिन तारन [13]विरद सही है ॥२९॥

इक [14]गांवपती जो होवे, सो भी दुखिया दुख खोवे ।
तुम [15]तीनभुवनके स्वामी, दुख मेटो अंतरजामी ॥३०॥
द्रोपदिको चीर बढ़ायो, सीता प्रति कमल रचायो ।
अंजनसे किये [16]अकामी, दुख मेटो [17]अंतरजामी ॥३१॥

मेरे [18]अवगुन न [19]चितारो, प्रभु अपनो विरद [20]निहारो।
सब दोष रहित कर स्वामी, दुख मेटो अंतरजामी ॥३२॥
इन्द्रादिक पद नहिं चाहूं, विषयोंमें नाहिं लुभाऊं ॥
[21]रागादिक दोष हरीजे, परमातम [22]निजपद दीजे ॥३३॥

दोहा—दोषरहित जिनदेवजी, निजपद दीजे मोय ।
सब जीवनके सुख बढ़े, आनंद मंगल होय ॥३४॥

---

१. રૂપિયા, ૨. હિંસાની સામગ્રી, ૩. તૃષ્ણા-લોભને વશ, ૪. જરા પણ, ૫. પાર વગરનાં, ૬. જારી રહેલાં, ૭. ઘણો વખત સુધી, ૮. ઘણી રીતે, ૯. દુઃખ દીધું, ૧૦. ભોગવતાં ભોગવતાં ૧૧. સંસારના સર્વે પદાર્થોને જાણનાર, ૧૨. સિદ્ધ, ૧૩. કીર્તિ, ૧૪. એક ગામનો માલિક, ૧૫. ત્રણ લોકના, ૧૬. ઇચ્છા રહિત, ૧૭. હ્રદયની વાત જાણનાર, ૧૮. દોષ, ૧૯. વિચાર કરો, ૨૦. જુઓ, ૨૧. રાગ, દ્વેષ વગેરે દોષો, ૨૨. સિદ્ધપદ,

[1]अनुभव [2]माणिक [3]पारखी, जौंहरि आप जिनंद ।
ये ही वर मोहि दीजिए, चरन शरन आनंद ॥३५॥

नोट—आ आलोचनापाठ दर्शन करी स्तोत्र भण्या बाद भगवाननी जमणी बाजुए सामे बेसीने भणवो जोईए.

## सवालो.

१. 'आलोचना' ए शब्दनो अर्थ शुं ? आ पाठ क्यारे भणवो जोईए अने ते शा माटे ?

२. "हा हा मैं दुठ अपराधी" अहिंथी "हम स्वाये धरि आनंदा" सुधी भणो.

३. पहेलाना चार छंद अने छेल्ला बे दोहराओ बोलो.

४. पांच उदुम्बर, आठ मूळगुण, सात व्यसन, पांच मिथ्यात्व, पांच पाप, पांच इंद्रियो, चार गति अने सोळ कषायनां नाम कहो.

५, केवलज्ञानी, अंतरजामी, अरति, त्रसजीव, परलोक, जिवानी, अभक्ष्य, परमात्मपद अने इन्द्र एनो अर्थ समजावो.

६. सीता, द्रोपदी अने अंजनचोर ए त्रणेना संबंधमां जे कथाओ जाणीती छे ते कही जाओ.

७. आ पाठमां "शत आठ जु इन भेदनतैं" एम आवेलुं छे तो ए १०८ भेद बरोबर गणी बतावो.

८. आ पाठमां जे छंद बहु नम्रतायुक्त होय ते बोलो.

---

१. આત્માનો અનુભવ, ૨. એક જાતનું રત્ન, ૩ પરીક્ષા કરનાર. હે જીનેન્દ્ર, આપ સ્વાત્માનુભવરૂપી રત્નના પરીક્ષક જવેરી છો; આપ મને એવું વરદાન આપો કે જેથી હું આપના ચરણકમળની સેવાનો આનંદ ભોગવતો રહું.

# पाठ बीजो.



## जिनेन्द्रगर्भकल्याणक.

( स्वर्गीय पं० रूपचंद्रजी पांडेकृत)

[1]पणविवि पंच परमगुरु, [2]गुरु जिनशासनो ।
सकल सिद्धिदातार सु, विघन विनाशनो ॥
शारद अरु गुरु, गौतम, सुमति प्रकाशनो ।
मंगलकर [4]चउसंघहि, पाप पणाशनो ॥
पाप[5]प्रणाशन गुणहिं गरवा, दोष [6]अष्टादश रह्यो।
धरि ध्यान कर्म विनाश [7]केवल, ज्ञान [8]अविचल जिन लह्यो ॥
प्रभु [9]पंचकल्याणक-विराजित, सकल सुर नर ध्यावहीं ।
[10]त्रैलोक्यनाथ सुदेव जिनवर, जगत मंगल गावहीं ॥१॥
जाके गरभकल्याणक, [11]धनपति आइयो ।
[12]अवधिज्ञान परवान, सु इन्द्र [13]पठाइयो ॥
रचि नव बारह योजन, [14]नयरि सुहावनी ।
[15]कनकरयणमणिमंडित, मंदिर अति बनी ॥

---

૧. નમસ્કાર કરૂં છું, ૨. મોટા ૩. શ્રી મહાવીરસ્વામીના મુખ ગણધરનું નામ, ૪. ચતુર્વિધ સંઘ ( મુનિ, આર્જિકા શ્રાવક, શ્રાવિકા ) એ ચારેનો સમૂહ, ૫. ઘણા, ૬. અઢાર જાતના દોષ રહિત. ૭. સંસારના સર્વે પદાર્થો જાણી શકાય એવું જ્ઞાન, ૮. અવિનાશી—નાશ રહિત, ૯. ભગવાનનાં ગર્ભ, જન્મ, તપ, કેવલ, અને મોક્ષ એમ પાંચ કલ્યાણક હોય છે; એ પાંચે પ્રસંગે ઉત્સવો થાય છે, ૧૦. ત્રણે લોકના સ્વામી, ૧૧. કુબેર, ૧૨. પરોક્ષ વસ્તુ મર્યાદાપૂર્વક પ્રત્યક્ષ થાય તેવું જ્ઞાન, ૧૩. મોકલે છે, ૧૪. નગર, ૧૫. રત્ન;

अति बनी पौरि [१]पगार [२]परिखा, सुवन उपवन सोहये।
नर [३]नारि सुंदर चतुर भेख सु. देख जनमन मोहये॥
तहां जनकगृह छह मास [४]प्रथमहिं, रतनधारा वरषियो।
[५]पुनि रुचिकवासिनि [६]जननिसेवा, करहिं सबविधि हरषियो॥२॥
[७]सुरकुंजरसम [८]कुंजर [९]धवल [१०]धुरंधरो।
[११]केहरि [१२]केशरशोभित, नखशिख सुंदरो॥
[१३]कमलाकलशन्हवन, दुइ [१४]दाम सुहावनी।
[१५]रवि [१६]शशिमंडल मधुर, [१७]मीन जुग पावनी॥
पावन कनक [१८]घट जुगमपूरण, [१९]कमलकलित सरोवरो।
[२०]कल्लोलमालाकुलित सागर, [२१]सिंहपीठ मनोहरो॥
रमणीक [२२]अमरविमान [२३]फणपति,-भवन भुवि छवि छाजये।
रुचि रतनराशि दिपंत [२४]दहन सु, तेजपुंज विराजये॥३॥
ये सखि [२५]सोरह सुपने, सूती सयनहीं।
देखे [२६]माय मनोहर, [२७]पच्छिम [२८]रयनहीं।
उठि [२९]प्रभात [३०]पिय पूछियो, अवधि प्रकाशियो।
त्रिभुवनपति सुत [३१]होसी, फल तिहिं भासियो॥
भासियो फल तिहिं [३२]चिंति दंपति, परम आनंदित भये।
छह मास परि नवमास पुनि तहँ, [३३]रयन दिन सुखसों गये॥

---

१ કિલ્લાની દિવાલ, ૨ ખાડી, ૩ સ્ત્રી, ૪ પહેલેથીજ, ૫ રૂચિક પર્વત ઉપર રહેનારી દેવીઓ, ૬ માતા, ૭ ઐરાવત હાથીના જેવી ૮ હાથી, ૯ સફેદ, ૧૦ બળદ, ૧૧ સિંહ, ૧૨ ગર્દન ઉપરના વાળોથી શોભીતો, ૧૩ કળશોથી સ્નાન કરતી લક્ષ્મીદેવી, ૧૪ ફૂલની માળા, ૧૫ સૂર્ય, ૧૬ ચંદ્રમંડળ, ૧૭ માછલી, ૧૮ ઘડો, ૧૯ કમળ સહિત, ૨૦ તરંગો-લહેરો સહિત. ૨૧ સિંહાસન ૨૨ દેવોનું વિમાન, ૨૩ ધરણેન્દ્રનું ભુવન, ૨૪ અગ્નિ, ૨૫ સોળ, ૨૬ માતા, ૨૭ પાછલી, ૨૮ રાત્રે, ૨૯ સવારે. ૩૦ પતિ ૩૧ થશે, ૩૨ વિચાર કરીને, ૩૩ રાત્રિદિવસ.

गर्भावतार महंत महिमा, सुनत सब सुख पावहीं।
भनि 'रूपचंद' सुदेव जिनवर, जगत मंगल गावहीं ॥४॥

गर्भकल्याणक संपूर्ण.



## गर्भकल्याणकनो भावार्थ.

जे वखते तीर्थंकर भगवान गर्भमां आवे छे, ते पहेलीं छ महिना अगाउथीज स्वर्गमांथी इंद्र कुबेरने मोकले छे. कुबेर आवीने सुशोभित नगरनी रचना करे छे जेमां घणां सुंदर अने रत्नजडित मंदिरो, बाग बगीचाओ तथा वन वृक्षो होय छे जे जोईने लोकोने घणो आनंद थाय छे. ए समयथी रत्नोनो वरसाद थवा मांडे छे अने देवीओ तीर्थंकरनी मातानी सेवा करे छे. माताने रात्रिना पाछला भागमां सोळ स्वप्नो देखाय छे, जेनुं फळ स्हवारे उठी ते पोताना स्वामीने पूछे छे. स्वामी तेनुं फळ कहे छे के तमारे त्रणे लोकनो स्वामी एवो पुत्र थशे. माता पिता बन्ने ए वातथी बहु खुशी थाय छे, अने त्यार पछी पुत्रना जन्मपर्यंत सुखपूर्वक काळ निर्गमन करे छे.

### सवालो.

१. तीर्थंकर भगवानना कल्याणक केटला होय छे तेनां नाम अनुक्रमे कहो.

२. भगवाननी माताने केटलां स्वप्न देखाय छे अने ते क्यारे ?

३. भगवान गर्भमां आवे छे ते समयथी तेमनो जन्म थतां सुधी जे जे बनावो बने छे ते टूंकमां कहो.

४. गौतम, पंचकल्याणक, अवधिज्ञान, केवलज्ञान अने संघ ए पांच संबंधी तमे शुं जाणो छो ?

५- ' पावन कनक घट ' अहींथी ' फल तिहिं भासियो ' सुधी भणो.

६. भगवाननी माताने जे सोळ स्वप्नो देखाय छे तेनां नाम कहो.

७. आ कल्याणक क्यारे अने कई वखते भणवामां आवे छे ?



# पाठ त्रीजो.

## जिनेन्द्रजन्मकल्याणक.

मति [1]श्रुत अवधिविराजित, जिन जब जनमियो ।
तिहुं लोक भयो छोभित, सुरगण भरमियो ॥
[2]कल्पवासिघर घंट, [3] अनाहद, वज्जियो ।
[4]जोतिषघर [5]हरिनाद, सहज [6]गल गाज्जियो ॥
गज्जियो सहजहिं संख [7]भावन भवन [8]सबद सुहावने ।
[9]वितरनिलय पटु पटह वाज्जिय, कहत महिमा क्यों बने ।
कंपित सुरासन अवधिबल जिन, जनम निहचै जानियो ।
[10]धनराज तब [11]गजराज मायामयी [12]निरमय आनियो ॥५॥

૧ શ્રુતજ્ઞાન, ૨ કલ્પવાસી જાતના દેવ જે ૧૬ સ્વર્ગોમાં રહે છે, ૩. વગાડયા વિના, ૪ જ્યોતિષી જાતના દેવ, ૫ સિંહનાદ, ૬ એક પ્રકારનું વાજીંત્ર ૭ ભુવનવાસી જાતના દેવ, ૮ શબ્દ, ૯ વ્યંતર જાતનાં દેવોના ઘરો, ૧૦ કુબેર, ૧૧ હાથી. ૧૨ બનાવીને.

जोजन लाख [1]गयंद, [2]वदन [3]सौ निरमये।
वदन वदन [4]वसु दंत, दंत सर [5]संठये॥
सर सर [6]सौपणबीस, [7]कमलिनी छाजहीं।
कमलिनि, कमलिनि कमल, पचीस विराजहीं॥

राजहीं कमलिनि कमल [8]ठोत्तर,-सौ मनोहर दल बने।
दल दलहिं अपछर नटहिं नवरस, हाव भाव सुहावने।
तहं कनक कंकण वर विचित्र, सु अमरमंडप सोहये।
घन घट चँवर धुजा पताका, देख त्रिभुवन मोहये॥६॥

तिहिं [9]करि हरि चढि आयउ, [10]सुरपरवारियो।
पुरहिं [11]प्रदच्छन देत सु, जिन, जयकारियो॥
[12]गुप्त जाय [13]जिनजननिहिं, सुखनिद्रा रची।
मायामयी [14]शिशु राखि, तो [15]जिन आन्यों [16]सची॥

आन्यो सची जिनरूप निरखत, नयन त्रिपति न हूजिये।
तब परम हरषितहृदय हरिने, [17]सहस लोचन [18]पूजिये॥
पुनि करि प्रणाम सु [19]प्रथम इंद्र, [20]उछंग धरि प्रभु लीनऊ।
[21]ईशान इंद्र सुचंद्रछबि सिर, छत्र प्रभुके दीनऊ॥७॥

[22]सनतकुमार [23]महेंद्र चमर दुइ ढारहीं।
शेष [24]शक्र जयकार, [25]सबद उच्चारहीं॥

---

१. હાથી, ૨. મ્હોં, ૩. સૌ, ૪. આઠ, ૫. બનાવ્યા, ૬. એકસો પચ્ચીસ, ૭. કમળોની વેલ, ૮. એકસો આઠ. ૯. હાથી ઉપર, ૧૦. પરિવાર-કુટુંબ સહિત, ૧૧. પ્રદક્ષિણા, ૧૨. પ્રસુતિ સ્થાનમાં, ૧૩. ભગવાનની માતાને, ૧૪. બાળક, ૧૫. ભગવાનને, ૧૬. ઇન્દ્રાણી, ૧૭. હજાર નેત્ર, (આંખ) ૧૮. બનાવ્યા, ૧૯. પહેલા સૌધર્મ સ્વર્ગના ઇન્દ્ર, ૨૦. ખોળે, ૨૧. બીજા સ્વર્ગના ઇંદ્રનું નામ, ૨૨. ત્રીજા સ્વર્ગના ઇન્દ્રનું નામ, ૨૩. ચોથા સ્વર્ગના ઇન્દ્રનું નામ. ૨૪. ઇન્દ્ર, ૨૫. શબ્દ.

उच्छव सहित [1]चतुरविधि सुर हरषित भये ।
जोजन [2]सहस निन्यानवे, [3]गगन उलँघि गये ॥

लंघि गये सुरगिरि जहाँ [4]पांडुक,-वन विचित्र विराजही ।
[5]पांडुकशिला तहां अर्द्धचंद्रसमान मणि छवि छाजही ॥
[6]जोजन पचास विशाल, [7]दुगुणायाम [8]वसु ऊंची गनी ।
वर [9]अष्ट मंगल कनक कलशनि, सिंहपीठ सुहावनी ॥

रचि मणिमंडप शोभित मध्य सिंहासनो ।
थाप्यो पूरवमुख तहां, प्रभु [10]कमलासनो ॥
बाजहिं ताल मृदंग, वेणु वीणा घने ।

१. ચારે પ્રકારના દેવ—ભવનવાસી, વ્યંતર, જ્યોતિષ્ક અને કલ્પવાસી, ૨. સુમેરૂ પર્વત એક લાખ યોજન ઉંચો છે; તેમાંથી એક હજાર યોજન જેટલો જમીનની અંદર છે. બાકીના ૯૯ હજાર યોજનની ઉંચાઇએ પાંડુકવન છે. ૩ આકાશ, ૪-૫. જંબુદ્વીપના મધ્ય ભાગમાં એક લાખ યોજન ઉંચો સુમેરૂ પર્વત છે, જેમાંથી એક હજાર યોજન જેટલો જમીનની અંદર છે. જમીન ઉપર ભદ્રસાલ નામે વન આવેલું છે, અને નંદનવન નામે વન જમીનથી પાંચસો યોજન ઉંચાઇએ છે. એનાથી બાસઠ હજાર પાંચસો યોજન ઉંચે સૌમનસ નામે વન અને એથી છત્રીસ હજાર યોજન ઉંચે પાંડુક વન આવેલું છે. આ વનના મધ્યભાગમાં ચારે દિશામાં એક એક સ્ફટિક મણિની શિલા પડેલી છે, જેનું નામ પાંડુક શિલા છે, એ શિલાઓ આઠ મંગળદ્રવ્ય અને તોરણ આદિથી સુશોભિત છે, અને તેના ઉપર રત્નજડિત સોનાનું સિંહાસન રાખવામાં આવેલું છે, જેના ઉપર ભગવાનનો અભિષેક થાય છે. ભરતક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા તીર્થંકરોનો અભિષેક દક્ષિણ દિશાની પાંડુકશીલા ઉપર થાય છે. ૬. તે શીલા સો યોજન લાંબી, પચાસ યોજન પહોળી અને આઠ યોજન ઉંચી છે, ૭. બમણી લાંબી, ૮. આઠ, ૯ આઠ મંગળ દ્રવ્યો. ૧૦. પદ્માસન.

दुंदुभिप्रमुख मधुर धुनि, और जु [1]वाजने ॥
बाजने बाजहिं सची सब मिलि, धवल मंगल गावहीं ॥
कर करहिं नृत्य [2]सुरांगना सब, देव कौतुक धावहीं ॥
भरि [3]क्षीरसागर जल जु हाथहिं, हाथ सुरगिरि ल्यावहीं ।
सौधर्म अर ईशान इंद्र सु, कलश ले प्रभु न्हावहीं ॥९॥
वदन-[4]उदर-अवगाह, कलशगत जानिये ।
एक चार वसु जोजन, मान प्रमानिये ॥
सहस [5]अठोत्तर कलशा, प्रभुके सिर ढरे ।
पुनि [6]शृंगार-प्रमुख, आचार सबै करे ॥
करि प्रगटप्रभु महिमा महोच्छव, आनि पुनि [7]मातहिं दयो ।
धनपतिहिं सेवा राखि सुरपति, आप सुरलोकहिं गयो ॥
जन्माभिषेक महंत महिमा, सुनत सब सुख पावहीं ।
भनि रूपचंद्र सुदेव जिनवर, जगत मंगल गावहीं ॥१०॥



## जन्मकल्याणकनो भावार्थ.

जे वखते मतिज्ञान, श्रुतज्ञान अने अवधिज्ञान संपन्न श्रीतीर्थंकर भगवाननो जन्म थाय छे, ते समये त्रणे लोकमां आनंद थाय छे. ए वखते इन्द्रनुं आसन कंपायमान थाय छे ए उपरथीज एओ जाणे छे के भगवाननो जन्म थयो. आ वखते कुबेर एक सुंदर मायामयी कृत्रिम ऐरावत हाथीनी रचना करे छे. आ हाथी घणो मोटो होय छे अने तेनी शोभा घणी अद्भुत होय छे. इन्द्र ए हाथी उपर बेसीने

१. वाजींत्रो २. देवांगना-अप्सरा ३. पांचमो समुद्र, जेनुं पाणी दूधना जेवुं छे. ४. कळशोनुं म्होंढुं एक योजन, पेट चार योजन, अने उंचाई आठ योजन होय छे, ५. एक हजार आठ. ६. लुगडां घरेणां पहेरवा-वगेरे, ७. माताने.

परिवार सहित आवे छे अने 'जय जय' शब्द बोलता बोलता नगरनी प्रदाक्षिणा करे छे. इन्द्राणी प्रसूतिगृहमां जईने भगवाननी माताने मायाथी सूवाडी दे छे अने पछी भगवानना जेवुंज मायामयी बाळक त्यां मूकीने भगवानने बहार लई आवे छे. ज्यारे इंद्रने भगवाननुं रुप जोतांजोतां तृप्ति थती नथी त्यारे ते (भगवाननुं रुप बरोबर जोवा माटे) पोतानी एक हजार आंख बनावे छे. पेहला सौधर्म इन्द्र भगवानने प्रणाम करी तेमने पोताना खोळामां ले छे, बीजा ईशान इन्द्र छत्र धरे छे अने त्रीजा चोथा स्वर्गना इन्द्रो चमर ढाळे छे अने बाकीना इन्द्रो 'जय जय' शब्दनुं उच्चारण करे छे. आवी रीते चार जातना देवो घणां खुशी थईने घणा ठाठमाठथी भगवानने ऐरावत हाथी उपर बेसाडी मेरुपर्वत उपर लई जाय छे अने त्यां तेमने पांडुक शिला उपर राखेलां रत्नजडित सोनाना सिंहासन उपर विराजमान करे छे. ए समये अनेक प्रकारनां वाजिंत्रो वागे छे, इन्द्राणी मंगळ गाय छे अने अपसराओ नाच करे छे, देवो हाथो-हाथ क्षीरसमुद्रमांथी कळशो भरीने लावे छे अने सौधर्म तथा ईशान इन्द्र भगवाननो अभिषेक करे छे. पछी भगवानने लूगडां, घरेणा वगेरे पहेरावी घणा हर्ष अने आनंद उत्सवथी आम तेम फरे छे. पछी इन्द्र भगवानने माताना खोळामां मूके छे अने कुबेरने तेमनी सेवामां मूकी ते पाछा पोताना स्थाने जाय छे.



## सवालो.

१. भगवानने जन्मथीज कयुं कयुं ज्ञान होय छे अने इन्द्रने भगवाननो जन्म थवानुं केवी रीते मालूम पडे छे ?

२. भगवानना जन्मसमये शुं थाय छे अने इन्द्र शुं करे छे ?

३. जन्म थया पछी भगवानने कोण बहार लावे छे अने ते कयी रीते ?

४. भगवानने मेरु पर्वत ऊपर लई जई शुं करे छे ?

५. अवाधिबळ, धनराज योजन, सनत्कुमार, पांडुकवन, पांडुकशिला, क्षीरसागर, सुरपति, धनपति अने सुमेरुपर्वत ए संबंधी तमे शुं जाणो छो ?

६. पहेलेथी ' कमल पचीस विराजहीं ' सुधी अने ' वदन उदर अवगाह ' थी छेल्ले सुधी भणो.

७. आ मंगळो ( कल्याणको ) ना बनावनार कोण छे ? एओ मुनि हता के श्रावक ? अहिं कोई ठेकाणे एमणे पोतानुं नाम प्रकट कर्युं छे ?



# पाठ चोथो.

## अजीवना भेद.

अजीवना पांच भेद होय छे ते नीचे प्रमाणेः—

१. पुद्गळ, २. धर्म, ३. अधर्म, ४ आकाश, ५. काळ.

जेमां [1]स्पर्श, रस, गंध अने वर्ण ए चारे होय तेने पुद्गळ कहे छे.

---

१. આ સંબંધી હકીકત પાંચમાં પાઠમાં આપવામાં આવેલી છે.

નોટ;—પુદ્ગળ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એ પાંચે અજીવોમાં

पुद्‌गलना घणा भेद छे. मोटा पुद्‌गळो तो आंखवडे देखी शकाय छे पण अत्यंत बारिक पुद्‌गलो देखी शकाता नथी. पुद्‌गळना नानामां नाना भागने परमाणु कहे छे. बे अथवा तेथी वधारे मळेला पुद्‌गळ परमाणुओने स्कंध कहे छे. गरमी, ठंडी, अजवाळुं, अंधारुं ए सर्व पुद्‌गळनी पर्यायो (जूदी जूदी हालतो) छे.

२. जे जीव अने पुद्गळोने चालवामां सहाय-मदद करे छे, तेने धर्म कहे छे. दाखला तरीके पाणी माछलीने चालवामां मददरूप थाय छे. आ पदार्थ समस्त विश्वमां हस्ती धरावे छे, पण ते आपणी आंखोथी जोई शकातो नथी.

३. जे जीव अने पुद्गळोने गति करतां अटकावे छे तेने अधर्म कहे छे, जेमके झाडनी छाया थाकेला मुसाफरने आगळ वधारे चालतो अटकावे छे. आ पदार्थ पण समस्त विश्वमां हयात छे अने ते पण आपणी आंखोवडे जोई शकातो नथी.

धर्म, अधर्म ए बन्ने द्रव्यो (पदार्थो) जीव के पुद्गळने प्रेरणा करीने चलावता अथवा तो अटकावता नथी, परंतु तेओ तो मात्र ज्यारे जीव के पुद्गल चाले छे अथवा अटके छे त्यारे तेने मदद करे छे. अहिं ए जाणवुं जरुरनुं छे के जो धर्मद्रव्य न होय तो कोई पदार्थ गति करी शके नहि. अने जो अधर्मद्रव्य न होय तो कोई पदार्थ अटकी पण शके नहि. धर्म अने अधर्म ए बन्ने शब्दनो अहिं 'पुण्य अने पाप' एवो अर्थ करवानो नथी.

---

એક જીવદ્રવ્ય ઉમેરવાથી છ દ્રવ્ય થઇ જાય છે. આ છ દ્રવ્યોમાંથી કાળ-દ્રવ્ય બાદ કરતાં બાકીના પાંચ દ્રવ્યો પંચાસ્તિકાય કહેવાય છે. કાળદ્રવ્ય શરીરરહિત છે અને તેના દરેક અણુઓ જુદા જુદા છે.

૪. જે પદાર્થ બીજી ચીજોને અવકાશ-સ્થાન આપે તેને આકાશ કહે છે અર્થાત્ જેમાં સર્વે ચીજો રહી શકે છે તે આ પદાર્થ છે.

આકાશના બે ભેદ છે. ૧. લોકાકાશ. ૨. અલોકાકાશ. લોકાકાશમાં જીવ, અજીવ, પુદ્ગળ, ધર્મ, અધર્મ વગેરે સર્વે ચીજો જણાય છે, પરંતુ અલોકાકાશમાં માત્ર આકાશજ આકાશ છે, અને બીજું કંઈ નથી.

૫. જે પદાર્થોની હાલતો બદલવામાં સહાયભૂત થાય તેને કાળ કહે છે. વ્યવહારમાં પળ, ઘડી, પહોર, દિવસ, અઠવાડિઉં, મહિના, વર્ષ વગેરેને કાળ કહે છે.

## સવાલો.

૧. લોકમાં કયા કયા દ્રવ્યો છે? અલોકમાં પણ કોઈ દ્રવ્ય છે કે?

૨. આકાશના કેટલા ભેદ છે તે નામ સહિત કહો. જ્યાં આપણે બેઠેલા છિએ ત્યાં આકાશદ્રવ્ય છે કે નહિ?

૩. જે દ્રવ્યોમાં જીવ છે તેનાં નામ કહો.

૪. જો ધર્મદ્રવ્ય ન હોય, તો આપણે ચાલી શકિયે કે?

૫. અજીવના કેટલા ભેદ છે અને તેમાંથી કયું સર્વત્ર માલૂમ પડે છે?

૬. એક સ્થાનપર છએ દ્રવ્યો હોય એ જરૂરનું છે? કોઈ એવું સ્થાન છે કે જ્યાં માત્ર એક કે બેજ દ્રવ્યો હોય?

૭. પંચાસ્તિકાયનાં નામ કહો.

૮. અંધારું, અજવાળું, શબ્દ, દૂધ, તડકો, પડછાયો અને વાયુ એ કયાં દ્રવ્યો છે?

૯. અણુ અને સ્કંધમાં શું તફાવત છે?

# पाठ पांचमो.

## रूप, रस, गंध अने स्पर्श.

रूप, रस, गंध अने स्पर्श ए पुद्गलना गुणो छे. ए बधा पुद्गगळमांज मालूम पडे छे. पुद्गलो सिवाय कोईपण द्रव्यमां आ गुणो रहेता नथी. ए चारे हमेशां साथे रहे छे, जेमके पाकी गयेली केरीनो रंग पीळो, रस मीठो, गंध सारी अने स्पर्श कोमळ छे.

जे नेत्र इन्द्रिय (आंख) थी पारखी शकाय तेने रूप (रंग) कहे छे, जे पांच प्रकारना छे—काळो, वादळी, लाल, पीळो अने सफेद, जेमके कोयलामां काळो, गळीमां वादळी, गेरुमां लाल, सोनामां पीळो अने दूधमां सफेद रूप (रंग) छे.

रूपनुं बीजुं नाम रंग छे. ए रंगो मेळववाथी बीजा जूदा जूदा रंगो थाय छे, जेमके वादळी अने पीळो रंग मेळववाथी लीलो रंग बने छे.

जे रसना इन्द्रिय (जीभ) वडे जाणी शकाय तेने रस कहे छे. रसना पांच प्रकार छे—तीखो, कडवो, तुरो, खाटो अने मीठो. जेमके मरचांनो स्वाद तीखो, लींमडानो कडवो, आमळानो तुरो, लींबूनो खाटो, अने शेरडीनो स्वाद गळ्यो होय छे,

जे घ्राण इन्द्रिय (नाक) वडे पारखी शकाय तेने गंध कहे छे. एना बे प्रकार छे—सुगंध अने दुर्गंध. जेमके गुलाबना फूलमां सुगंध अने ग्यासतेलमां दुर्गंध होय छे.

जे मात्र स्पर्श इन्द्रिय (चामडी) वडेज जाणी शकाय छे तेने स्पर्श कहे छे. स्पर्श ८ प्रकारना छे—चीकणो, लूखो, ठंडो, गरम, कोमळ, कठोर, भारे अने हलको. जेमके घीनो स्पर्श

चीकणो, रेतीनो लूखो, पाणीनो ठंडो, देवतानो गरम, माखणनो कोमळ, पत्थरनो कठोर, लोढानो भारे अने रूनो हलको होय छे.

रूप पांच, रस पांच, गंध बे अने स्पर्श आठ ए बधा मळीने पुद्गलमां वीस गुणो होय छे.

## सवालो.

१. रूप अने स्पर्शमां शुं तफावत छे ? जे वस्तुमां रस होय तेमां स्पर्श होय के नहि ?

२. एवो कोई वस्तुनुं नाम आपो के जेमां रूप, रस अने स्पर्श न होय.

३. रूप अने रसना केटला भेद छे ? पत्थर, त्रांबु, द्राक्ष, लाकडां, पराळ, अत्तर अने दाहिं ए बधामां कया कया गुणो छे ?

४. वायुनो स्पर्श केवो छे ? तडको, चांदनी अने अंधारामां केवुं रूप छे ? पाणीमां केवी गंध छे ? घीनो रस केवो छे ?

५. नीचे लखेला गुणो कयी कयी इन्द्रियोवडे पारखी शकाय छे ?

मीठो, लूखो, पीळो, ठंडो, कडवो अने कोमळ.

६. एवी कोई चीजनुं नाम आपो, के जेनुं रूप सफेद, स्पर्श चीकणो, रस खाटो अने गंध कंईक खराब होय.

७. छ द्रव्योमां कयां द्रव्यो रूपी (आकारवाळां) छे ?



# पाठ छट्ठो.

## आठ कर्मो.

जे आत्मानो मूळ स्वभाव प्रगट थवा देतुं नथी तेने कर्म

कहे छे. जेम घणी धूळ हवामां ऊडीने सूर्यना प्रकाशने ढांकी दे छे, तेम आ आकाशमां सर्व स्थळे अनेक पुद्गल परमाणुओ भरेला छे, जे आत्मामां क्रोध वगेरे कषायो उत्पन्न थवाथी आत्माना प्रदेशो साथे मळीने तेनो स्वभाव ढांकी दे छे. कषायोना संबंधथी एनामां सुख दुःख वगेरे आपवानी शक्ति पण आवे छे, तेथीज एने कर्म कहे छे.

कर्म आठ छे—ज्ञानावरणी, दर्शनावरणी, वेदनीय, मोहनीय, आयु, नाम, गोत्र अने अंतराय.

जे आत्माना ज्ञानगुणने प्रगट न थवा दे तेने ज्ञानावरणी कर्म कहे छे. जेमके एक प्रतिमा ऊपर पडदो नांख्यो होय, तो ते प्रतिमा आपणाथी जोई शकाती नथी, तेज प्रमाणे ज्ञानावरणी कर्म आत्माना ज्ञानगुणने ढांकी दे छे अने तेने प्रगट थवा देतुं नथी. दाखला तरीके मोहन पोतानो पाठ खूब वांचे छे तोपण तेने ते स्मरणमां रही शकतो नथी. आमां मोहनने ज्ञानावरणी कर्मनो उदय छे एम समजवुं. कोईने भणवामां हरकत करवी, कोईनी चोपडी फाडवी, संताडवुं, कोईने न बताववुं, पोताना गुरु के कोई विद्वाननी निन्दा करवी, पोताना ज्ञाननो गर्व करवो, भणवामां आळस करवुं, खोटो उपदेश आपवो, ए वगेरे कामोथी ज्ञानावरणी कर्म बंधाय छे अर्थात् ज्ञाननो प्रकाश थतो नथी, पण एथी उलटुं करवाथी ज्ञाननो प्रकाश थाय छे.

जे आत्माना दर्शनगुणने प्रकट थवा देतुं नथी तेने दर्शनावरणी कर्म कहे छे. जेम चोकी ऊपर बेठेलो राजानो पहेरेगीर बहारथीज सर्व माणसोने अटकावी तेमने अंदर जई राजानां दर्शन करवा देता नथी तेम दर्शनावरणी कर्म कोईने

दर्शन थवा देतुं नथी. जेमके मोहन मंदिरमां दर्शन निमित्ते गयो, पण मंदिरने ताळुं वासेलुं, तेथी भगवानना दर्शन थयां नहि. आमां समजवानुं के मोहनने दर्शनावरणी कर्मनो उदय छे.

कोईने जोवामां हरकत करवी, पोते जोयला पदार्थने प्रकट न करवा, पोता पासेनी वस्तु बीजाने न देखाडवी, पोतानी जोवानी शक्तिनो गर्व करवो, दिवसे सूवुं, बीजानी आंखो फोडी नांखवी, मुनिओने जोईने शोकग्रस्त थवुं, धर्मिष्ठ पुरुषोनी खोड काढवी ए वगेरे कार्योथी दर्शनावरणी कर्म बंधाय छे अने एथी. उलटुं करवाथी आत्मानो दर्शनगुण प्रकट थाय छे.

जेथी जीवने सुखदुःख थाय, तेने वेदनीय कर्म कहे छे. आ कर्मना उदयथी संसारी जीवोने एवी चीजो साथे संसर्ग थाय छे के जेथी तेओने सुख के दुःख मालूम पडे छे. जेमके तलवार उपर चोपडेलुं मध चाटवामां सुख दुःख बन्ने साथे रहेलां छे कारणके मध मीठुं लागे छे, पण तलवारनी धारथी जीभ कपाय छे, तेथी जीवने दुःख थाय छे. आ प्रमाणे वेदनीय कर्म सुखदुःख बन्ने आपे छे. प्रकाशचंद्रे लाडु खाधो अने ते गळ्यो लाग्यो, पण पगमां कांटो भोंकायो, तेथी दुःख थयुं. आ बन्ने अवस्थाओमां वेदनीय कर्मनो उदय थयो एम समजवुं जोईए. जेनाथी सुख थाय छे, तेने सातावेदनीय अने जेनाथी दुःख थाय छे तेने असातावेदनीय कर्म कहे छे.

दुःख करवुं, शोक करवो, [1]पश्चाताप करवो, रडवुं, मारवुं, ए वगेरे कार्योमां असाता (दुःख देनार) वेदनीय कर्मनो बंध थाय छे.

सर्वे जीवो ऊपर दया राखवी, व्रत पाळवुं, निर्लोभी

1. પરીક્ષા અથવા તો કોઇ કામમાં નિષ્ફળ થતાં કે બીજાથી હારી જતાં ખેદ કરવો.

थवुं, क्षमागुण धारण करवो, दान आपवुं, ए वगेरेथी साता (सुख आपनार) वेदनीय कर्मनो बंध थाय छे.

जेना उदयथी आ आत्मा पोताने भूली जाय अने बीजी चीजोमां लुब्ध-मोहित थाय तेने मोहनीय कर्म कहे छे. जेमके दारु पीनारो माणस दारु पीने पोतानी जातने भूली जाय छे अने तेने खरा खोटानुं के पोताना भाई, व्हेन, स्त्री, पुत्रादि सगांव्हालांओने पिछानवानुं भान सरखुं पण रहेतु नथी, तेम मोहनीय कर्म आ जीवने भूलावी दे छे. मोहनीय कर्मना उदयथी आ जीवने पोताने सारां नठारानुं भान रहेतुं नथी अने ते नठारा काम करतां डरतो पण नथी. काम, क्रोध, मान, माया, लोभ वगेरे सर्वे मोहनीय कर्मना उदयथी थाय छे जेमके क्रोधवश थईने सोहन मोहनने मारे अथवा तो लोभथी राम गोविंदनो सर्व माल लूंटी ले तो समजवुं के सोहन अने रामने मोहनीय कर्मनो उदय छे.

साचा देव, शास्त्र अने गुरुना दोष काढवाथी अथवा काम, क्रोध, मान, माया, लोभ हिंसा वगेरे करवाथी मोहनीय कर्म बंधाय छे.

जेथी जीवने नरक, तिर्यंच, मनुष्य अने देव ए चारे गतिमां भ्रमण करवुं ( भटकवुं ) पडे छे, तेने आयुकर्म कहे छे. आ कर्मना कारणथी जीव आ संसारमां जूदी जूदी योनियोमां भ्रमण करतो पोतानो काळ व्यतित करे छे. जेमके एक मनुष्यनो पग खाडामां पडयो छे तेथी ते त्यांने त्यां रोकाई रह्यो छे अने कोई बीजे स्थळे जई शकतो नथी. ज्यां सुधी तेनो पग खाडामां फसायलो रहेशे त्यां सुधी ते कोई बीजे स्थळे जई शकशे नहि. आ प्रमाणे आयुकर्म आ जीवने

मनुष्य वगेरेना शरीरमां रोकी राखे छे. ज्यां सुधी ए कर्म रहशे त्यां सुधी जीव तेज शरीरमां रहेशे. आपणो जीव हाल मनुष्य शरीरमां छे तो तेथी आपणे समजवुं जोईए के आपणने मनुष्य आयुकर्मनो उदय छे, अने घोडानो जीव तिर्यंच शरीरमां छे तेने तिर्यंच आयुकर्मनो उदय छे.

घणी हिंसा करवाथी, घणो आरंभ अने परिग्रह राखवाथी नारकीनुं आयुष्य बंधाय छे एटले के एवुं करवाथी जीव नरकमां जाय छे.

छलकपट करवाथी तिर्यंच थाय छे. थोडो आरंभ अने थोडो परिग्रह राखवाथी जीव मनुष्य थाय छे.

व्रत, उपवास वगेरे करवाथी, शांतिपूर्वक भूख, तरस, ताप अने ठंडीनां दुःखो सहन करवाथी जीव देवगतिनुं आयुष्य बांधे छे.

जे कर्म आत्माने अनेक रीते परिणमावे तेने नामकर्म कहे छे. आ कर्मथी जीवने विविध शरीर अने अंगोपांग थाय छे. जेमके चित्रकार ( चितारो ) कोईवार मनुष्यनुं, कोईवार हाथीनुं, स्त्रीनुं, बळदनुं एम अनेक प्रकारना चित्रो बनावे छे, अने तेमां कोइनो हाथ लांबो, कोईनो टूंको, कोई खूंधो अने कोई ठींगणो होय छे, तेवीज रीते नामकर्म पण जीवने कोईवार सुंदर, कोईवार चपटा नाकवाळो, लांबा दांतवाळो, कुबडो, ठींगणो, काळो, गोरो मधुर अवाजवाळो, मोटा घांटावाळो एम अनेक रूपोमां परिणमावे छे. आपणुं शरीर, आंख, नाक, कान वगेरे नामकर्मना उदयथी बन्यां छे.

गर्व करवो, एक बीजा साथे लढवुं, खोटा देवोने पूजवा

चुगली खावी, कोईनी बनावट करवी, कोईनुं बूरुं चाहवुं ए वगेरे कृत्योथी अशुभ नामकर्म बंधाय छे.

एक बीजा साथे हळीमळी रहेवुं, धर्मी पुरुषोने जोई खुशी थवुं, कोईनुं बूरुं कदापि इच्छवुं के करवुं नहीं, मन वचन अने कायाने सरळ राखवां, ए कामोथी शुभ नामकर्म बंधाय छे.

जे कर्म जीवने उंचानीचा कुळमां पेदा करे तेने गोत्रकर्म कहे छे. जेमके कुंभार नानां मोटां सर्व प्रकारनां वासणो बनावे छे, तेम गोत्रकर्म आत्माने ऊंच के नीच बनावे छे. ऊंच गोत्रकर्मना उदयथी जीव चारित्रशील अने लोकमान्य कूळमां उत्पन्न थाय छे अने नीच गोत्रकर्मना उदयथी जीव दुराचरणी अने लोकनिंद्य कुळमां पेदा थाय छे, ज्यां हिंसा, जूटुं चोरी वगेरे नठारां कर्मो करे छे.

बीजानी निंदा अने पोतानां वखाण करवाथी, देव-गुरु-शास्त्रनो अविनय करवाथी, पोतानी जाति, कुळ, रूप, बळ अने विद्यानो गर्व करवाथी नीचगोत्र बंधाय छे.

बीजांनां वखाण करवाथी, विनयसंपन्न थवाथी अने अहंकार न करवाथी ऊंच गोत्रकर्म बंधाय छे.

जेना उदयथी कोई कार्यमां विघ्न आवे, अथवा तो जे कोई कार्यमां विघ्न नांखे, तेने अंतरायकर्म कहे छे. जेमके कोई राजाए कोई विद्यार्थीने १००) रु. आपवानो हुकम कर्यो, पण जो खचानचीए कंई गडबड करी के बहानुं काढी विद्यार्थीने ते रुपिया न आपे तो ते रुपिया मेळववामां विद्यार्थीने ते खजानची विघ्नरूप थाय तेज रीते अंतरायकर्म आपणां कामोमां वारंवार विघ्न कर्या करे छे. दाखला तरीके मोहन रोटली खातो हतो, पण एक वांदराए आवी तेना हाथमांथी रोटली छीनवी लीधी. आमां मोहनने अंतरायकर्मनो उदय समजवो जोइए.

कोईने लाभ थतो होय ते न थवा देवो, बाळकोने न भणाववां, पोताना नोकरचाकरोने धर्मसेवन करवामां अटकाव करवो, कोईने दान आपतां रोकवो, बीजाने भोगववायोग्य वस्तुओने बगाडी देवी, एवां कार्योथी अंतरायकर्म बंधाय छे.

## सवालो.

१. आपणने मनुष्य कोणे बनाव्या ? तमारुं म्हों, नाक अने कान ए कोणे बनाव्यां ?

२. कर्म कोने कहे छे ? एनामां फळ आपवानी शक्ति शाथी उत्पन्न थाय छे ?

३. सौथी नठारुं कर्म कयुं छे ? तमारे आ समये कयां कयां कर्मोनुं आवरण छे ?

४. असातावेदनी, ज्ञानावरणी अने गोत्रकर्मोना बंधनां शुं शुं कारणो छे ?

५. सातावेदनी. दर्शनावरणी अने मोहनीय कर्मो शुं शुं कामो करे छे.

६. नीचे लखेली बाबतोथी कया कर्मना उदय समजवो ?—

(क) गोपाळ धर्मनुं स्वरूप सत्य रीते कहे छे, तोपण लोको तेनी निंदा करे छे.

(ख) राम सहवारथी सांज सुधी भण्या करे छे, पण तेने कंई याद रहेतुं नथी.

(ग) मोहन हमेशां रोगी अने दुःखी रहे छे.

(घ) शंकर एकेक पैसा माटे जीव आपे छे.

(च) कुंदनने केरी खावानो बहो शोख छे.

(छ) सोहन दिवसे पण सुवे छे.

(ज) अर्जुन एक वर्षथी केदमां पड्यो पड्यो दुःख भोगवे छे.

७. नीचे लखेली बाबतोमां कया कया कर्मना बंध समजवा ?

(क) रामे पोताना छोकराने निशाळेथी उठाडी मूक्यो अने निशाळने पण नष्टभ्रष्ट करी.

(ख) मोहन घणो गर्विष्ट छे अने तेणे एक सत्यवादी पंडितनो घणो अनादर कर्यो.

(ग) एक विद्यार्थीए परीक्षाभां नापास थतां घणुं रुदन कर्युं अने परीक्षकने गाळो दीधी.

(घ) एक माणसे एक धर्मात्माने नुकसान कर्युं अने एक गरीब माणसनां माथामां लाकडी मारी.

(च) रामे गोविंदनी आंखो फोडी अने तेनां पुस्तको पण फाडी नांख्यां.

(छ) एक व्यभिचारीए दारु पीने सर्वे मनुष्योने गाळो दीधो.

८. नीचे लखेलां वाक्योमां कंई अशुद्धि छे ?—

(क) मोहने विद्या मेळववाने माटे आखी जिंदगी व्यतीत करी एथी मरती वखते एनां ज्ञानावरणी कर्मनो क्षय थयो.

(ख) सोहन सातावेदनीय कर्मना उदयथी नाचरंग तमासामां लागी रह्यो छे.

(ग) गोविंद अंतरायकर्मना उदयथी जन्मथीज आंधळो छे.

(घ) बंसीरामे एक कसाईने जीववध करवा एक तलवार आपी; आथी एने ज्ञानावरणी कर्मनो बंध थयो.

(च) उच्च गोत्रकर्मना उदयथी राममूर्तिनुं शरीर सुंदर अने बरोबर घाटवाळुं बन्युं छे.

# पाठ सातमो.

## साचा देव, साचुं शास्त्र, साचा गुरु.

### साचा देव.

जे वीतरागी, सर्वज्ञ अने हितोपदेशी होय ते साचा देव छे.

जे भूख, तरस ऊंघ, जन्म, मरण, वृद्धावस्था, रोग, गर्व, भय, राग, इर्षा, मोह, चिंता, रति, अरति, खेद, परसेवो अने आश्चर्य ए अढारे दोषोथी रहित होय एटले के, जेमां ए अढार दोष न होय, तेमज जे कोई ऊपर राग के द्वेष न राखे अने सर्व तरफ समभाव बतावे, तेने वीतरागी कहे छे.

जे जीव संसारना सर्वे पदार्थोने बधी हालतोमां जुए अने जाणे तेने सर्वज्ञ कहे छे अर्थात् संसारमां एवी कोई वस्तु नथी के जेथी सर्वज्ञ अज्ञात होय. जे कंई पहेलां थई गयुं, हवे थई रहेलुं छे अने भविष्यमां जे कंई थशे ते सर्वे सर्वज्ञ जाणे छे.

जे सर्व जीवोनु भलुं थाय एवो उपदेश आपे तेने हितोपदेशी कहे छे.

जे देवमां आ त्रण गुणो होय एटले के जे वीतरागी, सर्वज्ञ अने हितोपदेशी होय ते साचा देव छे अने तेनेज 'अरिहंत' 'जिनेन्द्र,' 'तीर्थंकर,' 'परमेष्ठी,' वगेरे अनेक नामोथी ओळखवामां आवे छे.

### साचुं शास्त्र.

जे सत्य देवथी कथित होय, जेनुं कोई पण खंडन न करी शके, जेमां कोई तरेहनो प्रत्यक्ष के परोक्ष विरोध न होय, जे सर्व जातना उपदेशोथी भरपूर होय, जे भणवा भणाववाथी के कहेवा सांभळवाथी जीवोनुं कल्याण थाय, अने जेनाथी असत्य मार्गनो नाश थाय तेने साचुं शास्त्र कहे छे. एने आगम, सरस्वती, जिनवाणी वगेरे नामोथी पण ओळखाय छे.

## साचा गुरु.

जे गुरु पांचे इन्द्रियोना विषयनी कोईपण विषयनी लालसा (इच्छा) न राखता होय, जे त्रस तथा स्थावर जीवोनी हिंसाथी दूर रहे छे, जे सर्वे प्रकारना आरंभ तथा परिग्रहथी दूर रहे छे अने जेनुं मन सर्वदा ज्ञानदान, ज्ञानप्राप्ति तथा आत्मचिंतनमां लीन रहे छे, तेने साचा गुरु कहे छे. आवा गुरुओ साधु, मुनि, यति, तपस्वी वगेरे तरिके ओळखाय छे.

## सवालो.

१ एक देवनी पासे एक हथियार अने एक स्त्री छे, एक शास्त्रमां जीवहिंसानो उपदेश छे अने तेमां एक जग्याए एक वातने सारी अने बीजे स्थळे नठारी कही छे. एक साधु पासे सवारी माटे घोडो छे अने ज्यां जाय त्यां लोको पासे पोताना पगनी पूजा करावी भेट (पैसा) लई भोजन करे छे. आ त्रणे साचा देव, साचुं शास्त्र के सद्गुरु छे के नहि? नहि तो शा माटे?

२. साचा देवमां कयी कयी बाबतोनी जरूर छे? जे देवमां सत्तर दोष तो नथी, पण मात्र एकज दोष छे तो ते सत्य देव छे के नहि?

३. सर्वज्ञ कोने कहे छे? सर्वज्ञ कथित शास्त्रज केम साचुं शास्त्र छे? आ पुस्तक शास्त्र छे के नहि?

४. वीतरागी अने हितोपदेशीमां शुं तफावत छे? वीतरागी हितोपदेशी केवी रीते थई शके?

५. साचा गुरुनुं स्वरूप कहो? शाळाओमां नीतिशास्त्र, धर्मशास्त्र, गणित, व्याकरण वगेरे शीखवनार शिक्षको साचा गुरु कहेवाय के नहि?

# पाठ आठमो.

## सम्यग्दर्शन, सम्यग्ज्ञान, सम्यक्चारित्र.

### सम्यग्दर्शन.

साचा देव, साचा गुरू, साचुं शास्त्र अने दयाधर्मनुं साचा दीलथी श्रद्धान करवुं अने तेमां लश पण शंका न करवी, एनुं नाम सम्यग्दर्शन छे.

सम्यग्दर्शन धर्मरूपी वृक्षनुं मूळ छे अथवा धर्मरूपी घरनो पायो छे. बीजी सर्वे चीजो करतां आ धर्मरत्न पहेल-वहेलुं मेळववुं जोइए. एना विना सर्वे धर्म-कर्म निष्फळ छे. एथी कंइ अधिक लाभ थतो नथी.

सम्यग्दर्शननो प्रभाव घणो विशाळ छे. जे जीवने सम्यग्दर्शन थाय छे ते मरीने मनुष्य के देवरूप जन्मे छे. स्त्रीपर्यायमां तेनो जन्म थतो नथी, अने नरके जाय तो पहेला नरकथी वधारे नीचे जतो नथी.

### सम्यग्ज्ञान.

पदार्थनुं स्वरूप जेवुं होय तेवुं यथार्थ जाणवुं अने तेमां कोई जातनो संदेह न करवो तेने सम्यग्ज्ञान कहे छे.

सम्यग्दर्शन थयां पहेलां जे ज्ञान थाय छे, तेने कुज्ञान कहे छे. एज ज्ञान सम्यग्दर्शननी प्राप्ति थया बाद सम्यग्ज्ञान कहेवाय छे. सम्यग्दर्शन ए सम्यग्ज्ञाननुं कारण छे. सारी श्रद्धा विना सम्यग्ज्ञान थई शकतुं नथी. सम्यग्ज्ञानथीज आत्मज्ञान अने केवळ-ज्ञान थाय छे एथी शास्त्रस्वाध्याय, विद्यादान, विद्याप्राप्ति, धर्म-श्रवण, धर्मकथन तथा बहु विचारथी सम्यग्ज्ञान प्राप्त करवुं जोइए.

ज्ञाननो महिमा अत्यंत छे, ज्ञान थवाथी थोडी मेहनते

सेंकडो भवनां पापो दूर थाय छे, के जे अज्ञानी जीवो करोडो भवमां पण कापी शकता नथी.

## सम्यक्‌चारित्र.

हिंसा, असत्य, चोरी, कुशील, परिग्रह तथा कषाय वगेरेथी आपणे संसारसागरमां भ्रमण करवुं पडे छे, तेनाथी विरक्त थवुं तेनुं नाम सम्यक्‌चारित्र छे. सम्यग्दर्शन अने सम्यग्ज्ञान प्राप्त कर्या पछी संसारना पदार्थो ऊपरथी राग द्वेष घटाडवाने माटे सम्यक्‌चारित्र धारण करवुं जरूरनुं छे.

सम्यग्दर्शन, सम्यग्ज्ञान अने सम्यक्‌चारित्र ए त्रण (धर्म-रत्नो) नी प्राप्ति ते मोक्षनो मार्ग अर्थात् मोक्षप्राप्तिनो उपाय छे.

## सवालो.

१. श्रद्धा कोने कहे छे ? केवा देव अने केवा धर्ममां आस्था राखवी ?

२. जे जीवने सम्यग्दर्शन थयेलुं छे ते मरीने हाथी थाय के नहि ?

३. दूधने चुनानुं पाणी मानवुं, तथा चांदीने सीप तरीके ओळखवो, ए सम्यग्ज्ञान कहेवाय के नहि ?

४. जेने सम्यग्दर्शन नथी ते दूधने दूध तरीकेज ओळखे तो तेने सम्यग्ज्ञानी कहेवाय के नहि ? (जवाब कारण साथे आपवो.)

५, सम्यक्‌चारित्र कोने कहे छे ? सम्यग्दर्शन अने सम्यग्ज्ञान विना सम्यक्‌चारित्र थाय के नहि ?

६, एक मनुष्य सम्यग्ज्ञानी छे पण तेने सम्यग्दर्शन प्राप्त थयुं नथी, एम कहेवुं ए व्याजबी छे ? नहि तो शा माटे ?

श्रीमानतुंगाचार्य विरचित

श्री

# भक्तामरस्तोत्र.

स्वर्गीय हरजीवन रायचंद शाह कृत गद्य-पद्यमय गुजराती भाषा अने नोट सहित छठ्ठी वार छपाइने सुरतथी बहार पडी चुकयुं छे, जेमां श्री मानतुंगाचार्यनो परिचय अने भक्तामर महात्म्यनुं वर्णन पण छे. मोटा अक्षर, मोटी सांइझ, उत्तम कागळ, उत्तम छपाइ, पृष्ठ संख्या ५६ अने मूल्य मात्र चारज आना. सामटी नकलो अवश्य मंगावो.

मेनेजरः—

दि. जैन पुस्तकालय–सुरत.